

શ્રી

# ભોજરાજાની સભા.

ભાગ ૧ લો.

લખનાર,

J. M. Pandya.

ખંડેરાવવાડી નં. ૧–૨ મુંબઈ.

સંવત ૧૯૬૮ સને ૧૯૧૨

કિમ્મત દોઢ આનો.



श्री

# भोजराजानी सभा.

## भाग १. लो.

---

श्रीमान् नृपति वीक्रम महाराजाना वंशमां मालव देशमां मुंजराज महा मोहोटो राजा थइ गयो. तेने पोताना भाइ सींधूलनो पुत्र भोजराज नामनो एक भत्रीजो हतो. भोज नानपणथीज सर्व गुणसंपन्न, कलाकुशल होवाथी तेना उपर प्रजानी प्रीति घणी थइ तेथी पोतानी पाछळ भोज गादीवारस थइ गादीए बेसशे, अने प्रजानो घणो प्रेम मेळवशे एवी अदेखाइ मुंजने थइ. आ अदेखाइए मुंजना हृदयमां भोजने माटे दुष्ट विचारो उत्पन्न कर्या अने ते दुष्ट विचारोमां तणाई भोजने जंगलमां लेइ जइ मारी नाखवा मुंजे गोठवण करी. राजहुकम तुरत अमलमां मुकायो अने भोजने जंगलमां लेइ जइ उघाडी तरवार करी मारवा तत्परता थइ. ए वखते भोजे तेमने घणा कालावाला करी पोतानी एक चीठ्ठी मुंजने पहोंचाडी पछी सुखे मारवा विनंती करी. प्रभुनी कृपा होय तो दैव्यने पण दया आवे ते मुजब थयुं अने ज्यां त्यांथी लखवानुं साधन मेळवी एक पांदडापर भोजे नीचे प्रमाणे श्लोक मुंजराजने लखी मोकल्योः--

मान्धाताच महीपतिः कृत युगा लङ्कारभूतो गतः
सेतुर्य्येन महोदधौ विरचितः का सौदशा स्यान्तकः
अन्येचापि युधिष्टिर प्रभृतयो यातादिवं भूपते
नैकेनापि समङ्गता वसुमती नूनं त्वया यास्यति ॥

હે રાજા ! માંધાતા રાજા સઘળી પૃથ્વીનો પતિ અને સત્યુગના ઘરેણા જેવો હતો તોપણ મરી ગયો છે. રામચંદ્રજી કે જેણે મહાસાગરમાં પાળ બાંધી અને રાવણને માર્યો તેપણ હમણાં ક્યાં છે? બીજા યુદ્ધિષ્ટિર આદિ રાજાઓ પણ સ્વર્ગવાસી થયા છે. એઓમાંના કોઇની સાથે પૃથ્વી ગઇ નથી પણ તમારી સાથે આવશે ખરી ! ! !

ભોજની આ પ્રમાણે મર્મભેદક પત્રીકા વાંચી, કાકા મુંજની દુરમતી દુર થઇ, અને તુરત ભોજને પાછો બોલાવી મંગાવી તેને ધારા નગરીનું રાજ્ય સોંપ્યું.

આ ભોજરાજા મહા પરાક્રમિ, જીતેન્દ્રીય અને ધર્મીષ્ટ તથા પ્રજાપાલન કરવામાં બહુ પ્રસિદ્ધ થઇ ગયો છે. વળી તે હરીશ્ચંદ્ર જેવો સત્યવાદી હતો, ચંદ્ર જેવો સીતલ અને સુર્ય જેવો પ્રતાપી હતો. આચાર પાળવામાં તે અગસ્ત સમાન હતો, કુલાચાર કર્મ અને ધર્મશાસ્ત્રનો જાણ હતો. એ ભોજરાજની સભામાં પાંચસો પંડીતો હતા. જેમાં માઘ અને કાલીદાસ આદી મુખ્ય હતા. તે ભોજરાજાને એવો નિયમ હતો કે દરરોજ જે કોઇ નવી કવીતા કરી લાવે તેને સવાલાખ રૂપીઆ ઇનામ આપતા. આથી આ મહારાજાની પૂન્યશાળી કીર્તિ દેશેદેશ ઘણી પ્રસરી ગઇ. આવો સર્વ વિદ્યાજ્ઞ ભોજરાજા સર્વ દેશોમાં ઉત્તમ એવા માલવ દેશના ધારા નગરમાં

રાજ કરતો હતો. એ નગરમાં એક સોની અને બીજો બ્રાહ્મણ એ બંને મિત્રો રહેતા હતા. બંનેની દુરબલ અવસ્થા હોવાથી સોનીના કહેવાથી તેઓ બંને કમાવા માટે દુર દેશ જવા નીકલ્યા. ઘણે દિવસે તેઓ વિજેપાલ રાજાના કનકાપુર નગરમાં આવી પહોંચ્યા. ગામમા જઇ બ્રાહ્મણે નિશાળ માંડી અને સોનીએ પોતાનો ધંધો ચલાવ્યો. બ્રાહ્મણની નિશાળ વખણાતાં શહેરના ઘણા ગૃહસ્થોએ પોતાના છોકરાઓને તે નિશાળે ભણવા મુકયા. વખત જતાં રાજાએ પણ પોતાનો કુંવર ભણવા મોકલ્યો. આમ કરતાં કરતાં બાર વર્ષ વીત્યાં, અને સોનીએ પણ પોતાના ધંધામાં પૈસા ઠીક પેદા કર્યાં હોવાથી તે બ્રાહ્મણ પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે, મને તો હવે ઘર યાદ આવે છે જેથી દેશમાં જાઉં છું. તમારે આવવું હોય તો તૈયાર થાવ નહીં તો મને રજા આપો. આ સાંભળી બ્રાહ્મણ રાજા પાસે રજા લેવા ગયો. પરંતુ રાજાએ કહ્યું ત્યાં જવાની શી જરૂર છે તમારાં સ્ત્રી છોકરાં માટે જોઇએ એટલા પૈસા તમારા મીત્ર ઉપર તમને પુર્ણ વિશ્વાસ આવે તો તે સાથે મોકલો. પરંતુ હે મહારાજ ! સોની સર્વ તસ્કરોનો સરદાર ગણાય છે અને તેનો વિશ્વાસ કરનાર ડહાપણ વિનાનો કહેવાય છે. જો તેની સાથે જર, જવાહીર મોકલ્યું હોય તો પરીપૂર્ણ તે પહોંચાડે નહીં એવા તેના ગુણ હોય છે. હે બ્રહ્મન્ તમો ખોટું ન લગાડશો મેં તો ફકત તેના ગુણોનું જ વર્ણન કર્યું છે પછી તમારી મરજી. બ્રાહ્મણે કહ્યું, મહારાજા આ મારો મીત્ર સોની પરમ સાધુ અને પવિત્ર છે. અને તેનો વાંક કહાડવા જેવો તે નથી. એવું બ્રાહ્મણે કહેવાથી રાજાએ પુત્રની ગુરૂ દક્ષણામાં ચાર અમુલખ રત્ન બ્રાહ્મણને આપ્યા. બ્રાહ્મણે પોતાની સ્ત્રીને દેશમાં જઇ આપવા તે અણમોલ રત્ન સોનીને

આપ્યાં. સોની આ અમુલ્ય રત્નો લેઇ મારગે પડયો. તેણે રસ્તામાં વિચાર કર્યો કે એ દુરબલ બ્રાહ્મણને આવાં અમુલખ રત્ન આપું નહીં અને હુંજ મોટો ભાગ્યવાન થઉં. આવો વિચાર કરતો કરતો ઘેર આવ્યો. અને સ્ત્રી આગળ ફુલાવા લાગ્યો કે અમોને તો ઇષ્ટદેવ ફલ્યા. અને ઉતમ બેમુલ ચાર રત્ન પ્રાપ્ત થયાં એમ કહી તે સ્ત્રીને આપ્યાં જેણે ખાટની નીચે ઉંડો ખાડો ખોદી તેમાં સંતાડયાં. અને પેલી બ્રાહ્મણની સ્ત્રીને ઘેર ચાર પટોળીઆઓ લેઇને ગઓ. બ્રાહ્મણની ખબર અંતર કહી તે થોડા દિવસમાં આવશે એવું કહી ચાર હુન તેના હાથમાં મુકયાં અને જણાવ્યું કે બ્રાહ્મણે મને જે કાંઇ આપ્યું છે તે પંચના રૂબરૂ તમને આપું છું. ઘણે દિવસે પતિની ખબર આવેલી સાંભળી બ્રાહ્મણની સ્ત્રી ઘણી આનંદીત થઇ અને સોનીએ ચાર હુન આપ્યા તેમાંથી એકનાં વસ્ત્ર લાવી, બીજાના લાકડાં ભર્યાં, એક દેવાદાર લેઇ ગયો અને એક રહ્યો તે ઘર સંચરામણમાં ખરચ્યો. એ રીતે ચારે હુન પુરા થયા. આ વાતને ઘણા દિવસ વહી ગયા અને રત્નની વાત વિસારે પડી.

રાજકુંવરની વિદ્યા પુરી થવાથી રાજાએ બ્રાહ્મણને ઘણા સનમાન સાથે ઘેર જવા રજા આપી. પ્રથમ અખુટ રત્નો આપેલા છે એટલે એકલા ઘેર આવતાં ચોર, લુટારા જીવની હાણ કરે માટે બ્રાહ્મણ આ વખત બીજુ કાંઇપણ સાથે લાવ્યો નહીં અને ઘેર આવ્યો. ઘણે દીવસે ઘેર આવવાથી સગાં વ્હાલા વીગેરે સમુહ મળવા આવ્યો. બ્રાહ્મણ આવ્યાની વાત સોનીએ પણ જાણી અને તે પણ તેને મળવા આવ્યો અને કુશળ સમાચાર પુચ્છયા.

આમ એકમેકને મળી સર્વે અરધી રાત જવાથી એકબીજાને ઘેર ગયાં. સર્વ ગયાં એટલે બ્રાહ્મણ, બ્રાહ્મણી એજ ઘરમાં એકલાં

રહ્યાં. એટલે બ્રાહ્મણે સ્ત્રીને કહ્યું:–હે સ્ત્રી! તું દુખી થાય છે અને દરીદ્રતા કેમ વેઠે છે? મેં ચાર રત્ન તને મોકલ્યાં છે તેને સાચવી શું કરવા રાખ્યાં છે? લાવ તે રત્નો કયાં મુકયાં છે આપણે તેને વટાવીએ. અને છોકરાં છઇયાં પરણાવી લોકનું મેહેણું દુર કરીએ, ગગન મંડળમાં ગાજે તેવા મહેલ બાંધીએ અને આનંદ વીલાસ ભોગવીએ. સગાંઓ તેડી તેમને આભૂષણ પહેરાવીએ, મોટા મોટા મ્હારૂદ્ર કરીએ અને મનુષ્ય દેહ ધર્યાનો લ્હાવો લઇએ. બ્રાહ્મણના આવાં વચન સાંભળી સ્ત્રીને ઘણો ક્રોધ ચડયો. અને વિચાર કર્યો કે હાલોમાલો ઘેર આવ્યો તેથી રસ્તામ તેને તે વિચાર કરતાં ઘેલો થએલો જણાય છે પરંતુ તેવી રીતે ધન ધન કરતાં જીવ જશે અને તેમાં કાંઇ દેખાતું નથી. એવું વિચારી તેણે બ્રાહ્મણને કહ્યું:—હે નાથ? આપ ઘણે દુરથી આવ્યા છો જેથી શરીર શ્રમીત થયું હશે માટે હવે સુખે નિંદ્રા લ્યો, અને જરની જંખના છોડી દ્યો. જો એને એ જંખનામાં જીવ જશે તો કુંભીપાક નામના નર્કમાં પડાશે અને વળી લોકમાં હાંસી અને ઘરમાં હાણ થશે. તમો સુખે ઘેર આવ્યા એજ લાખો રૂપીઆ છે. આપણે ધનને શું કરવું છે! માટે તેવી ઘેલછા જવા દ્યો. એમ કહી તે સ્ત્રીએ તે બ્રાહ્મણને સમજાવ્યો. સ્ત્રીના એ પ્રમાણે વચન સાંભળી બ્રાહ્મણ બોલ્યો હે તરૂણી! મેં સોની સાથે ચાર રત્ન મોકલ્યાં છે અને તું મને ઘેલો કહે છે એ વાત મને વિપરીત લાગે છે. જો હું આ વાત તારા આગળ ખોટી કરતો હઉ તો મને ઇશ્વરની આણ છે. સ્ત્રીએ કહ્યું હે સ્વામીન તે સોની સાથે તમે ચાર હુન મોકલ્યાં હતાં તે તેણે મને આપ્યા હતા. જે તેજ દિવસ મેં ઘરકામમાં ખરચી નાખ્યા છે. વનીતાની વાત સાંભળી બ્રાહ્મણ અજબ થયો. એમને એમ ચીંતામાં રાત્રી વ્યતિત થઇ અને પ્રાતઃકાલ થયે

બ્રાહ્મણ ઉઠી સોનીને ઘેર ગયો અને તેને કહ્યું કે વાહવા ભાઇ શ્રી જાણીને મારી ઓરતને તેં ચાર રત્ન નહીં આપ્યાં એ તારી અક્કલને સાબાશ છે. આ સાંભળી સોની હસવા લાગ્યો અને તેની મશ્કરી કરતો બોલ્યો વાહવા મહારાજ તમે ભલા મને રત્ન આપનાર. રત્ન શાં ને વાત શું?! સોનીનું આ મુજબ બોલવું થવાથી બ્રાહ્મણે તો મોટી પોકેપોક મુકવા માંડી. તે સાંભળી આજુબાજુથી લોકો એકઠા થઇ આવ્યા. આ જોઇ સોનીએ કહ્યું હે મહારાજ પંચ સમક્ષ તે મેં ત્હારી સ્ત્રીને આપ્યાં છે, અને હવે પાછો ગળે પડવા આવ્યો છે તેમાં ત્હારૂં કંઇ વળનાર નથી. કોઇ શાહુકારને ગળે પડ કે કાંઇ હાથ આવે. મહારાજા ભોજના રાજમાં આવી રીતે તું બીજીવાર રત્ન લેવા ગળે પડે છે તે નભશે નહીં. છેવટ માહોમાહે રાડ થતાં છેવટ સર્વે રાજા પાસે ગયા. રાજાએ બ્રાહ્મણીને બોલાવી અને પ્રથમ બ્રાહ્મણને પૂછ્યું. હે મહારાજ ખોટું બોલશો નહી સાચી ફરીયાદ કરજો. નહી તો તેમાંથી સારૂં પરીણામ આવશે નહીં. બ્રાહ્મણે કહ્યું નહી મહારાજ હું સાચું કહું છું કે એ સોનીને મેં મારી સ્ત્રીને આપવા ચાર રત્ન આપ્યાં હતાં. રાજાએ બ્રાહ્મણની સ્ત્રીને બોલાવી પુછતાં તે રત્ન મળ્યા સંબંધી તેણે ઇન્કાર કર્યો. આથી રાજાએ સોનીને કહ્યું:—હે સોનાર સાચેસાચું કહે કે તેં રત્ન આપ્યાં છે કે આ બ્રાહ્મણ નામુકરજ જાય છે. સોનીએ કહ્યું હે મહારાજ બ્રાહ્મણનું ધન દુરીજન પણ ન રાખે અને એ રાખનાર દસ અવતાર સુધી રોગી રહે એ હું શાસ્ત્રથી જાણું છું. મેં તે રત્નો આ બ્રાહ્મણની સ્ત્રીને સાંજના ચાર ઘડી દહાડો રહ્યો તે વખતે આપ્યાં છે. રાજાએ કહ્યુ બધુ ખરૂં પણ એમાં કોઇ ત્હારો સાક્ષી છે? સોનીએ કહ્યું હે નૃપસતમ્ મેં કાચુ કામ રાખ્યું નથી. એ રત્નો મેં ચાર પંચોના દેખતાં આપ્યાં છે. સોનીએ એમ કહી સાક્ષીઓના નામ

આપતાં તેમને બોલાવી પૂછતાં તેઓ બોલ્યા કે હા તે સોનીએ આ બ્રાહ્મણની આ સ્ત્રીને અમારા દેખતાં ચાર વસ્તુ સોંપી છે. બાંધીઆ ઉભા કરેલા સાક્ષીના ઉપર પ્રમાણેના પુરાવાથી સોનીની વાત રાજાએ માન્ય કરી અને બ્રાહ્મણ જુઠો ઠર્યો. રાજાએ તેને કહ્યું હે બ્રાહ્મણ મારા રાજમાં તું બ્રાહ્મણ થઈ ખોટું બોલ્યો માટે તને સુળીએ ચઢાવવો જોઇએ પણ તું જાતે બ્રાહ્મણ હોવાથીજ તને દેશનીકાલની શિક્ષા કરૂં છું.

રાજાનો હુકમ થતાં બ્રાહ્મણ તથા બ્રાહ્મણીને પકડી સીપાઇઓ હદબહાર મુકવા લેઇ ચાલ્યા. રસ્તામાં જે કોઇ તેને જુવે તે જુઠું બોલે તેના આ હાલ. જુઠું બોલનારની આ દશા. એમ કહેવા લાગ્યા. આ વરઘોડો આમ કરતાં શહેર બહાર આવ્યો.

શહેર બહાર એક ટીંબો-ટેકરો હતો. તે ઠેકાણે ગામનાં ઢોર ચરાવનાર ગોવાળીઆઓના છોકરા એકઠા થઇ દરરોજ બેસતા હતા. દરરોજ તેઓ નવી નવી રમતો રમતા અને પોતાનો વખત પુરો કરતા હતા. તેમાં એકાદો રાજા બનતો, એકાદો કામદાર બનતો, એક સઘળાનો ન્યાય કરતો એવી રમત ચાલતી હતી. આજ પણ તેવીજ રીતે એક રાજા બની ટેકરે આસન કરી બેઠો છે. સાથે બીજા દશ વીસ ગોવાળના છોકરાઓ તેની આજુબાજુ વીંટાઇ બેઠા છે. એટલામાં રાજાના સીપાઇઓ પેલા બ્રાહ્મણ, બ્રાહ્મણીનો સરઘસ લેઇ ત્યાંથી જવા લાગ્યા. બ્રાહ્મણ, બ્રાહ્મણી કકલાંણ કરી રહ્યાં છે, સોની તેમને વળાવા સાથે આવેલ હોવાથી મુછપર તાલ દઇ રહ્યો છે અને હજારો લોકોનાં ટોળાં ને ટોળાં તે તમાસો જોવા એકઠાં થાય છે. આ જોઇ પેલા રાજા બનેલા ગોવાળના

છોકરાએ બીજાઓને પૂચ્છયું-અલ્યા આ ધોંધાટ ને તોફાન શું છે ? જાઓ, તપાસ કરો જોઇએ. તે સાંભળી તેમાંથી બે ચાર જણ લાકડીઓ લઇ ઉઠયા અને તપાસ કરવા ગયા. સઘળી બીના જાણી લઇ તે રાજા બનેલા ગોવાળ આગળ વીદીત કરી. તે ગોવાળે હુકમ કર્યો કે જાવ તે સઘળી આશામીઓને અત્રે રજુ કરો. પોતાના રાજાનો હુકમ થવાથી બાળગોવાળ મંડળી સઘળી લાકડીઓ લેઇ ઉપડી ને સીપાઇઓની પણ દરકાર ન કરતાં પેલા બ્રાહ્મણ, બ્રાહ્મણી, સોની વીગેરેને ગોવાળ રાજા પાસે ખેંચી લાવી રજુ કર્યાં.

ગોવાળ રાજાએ સોનીને પૂછતાં રત્ન ચાર સાક્ષી રૂબરૂ આપ્યાં છે જણાવ્યું. ત્યારે બ્રાહ્મણીએ પોતાની સઘળી હકીકત નીવેદન કરી રત્ન નથી મળ્યાં જણાવ્યું. પેલા રાજા બનેલા ગોવાળે આ ઉપરથી અકલ દોડાવી પેલા સોનીના સાક્ષીઓને બોલાવી મંગાવ્યા અને તેમને રત્ન સંબંધી હકીકત પૂછતાં તેઓએ જણાવ્યું કે અમારાં દેખતાં સોનીએ બ્રાહ્મણીને ચાર રત્ન આપ્યાં છે. દિર્ઘદ્રષ્ટિએ વિચાર કરી તે ગોવાળે તે ચારે જણાને એકબીજાને જોઇ ન શકે તેવા જુદા જુદા માણસોના પેરામાં રાખ્યા અને દરેક સાક્ષીને માટીનો લોચો આપી જણાવ્યું કે રત્ન જયારે તમારી રૂબરૂ આપવામાં આવ્યાં ત્યારે તે કેવા ઘાટનાં હતાં. તે બનાવી લાવો. આ ચાર સાક્ષીમાના એકે જણે રત્નનું મોઢું જોએલું નહીં તેથી ચારે વિમાસણમાં પડયા, આખર જેની જેવી બુદ્ધી ચાલી તેવા ધડો, ગોળો, કોડીયું કે કુલડી ઘડી રાજા આગળ રજુ કર્યાં. રાજાએ પૂચ્છયું તમો ચારે જણાઓ સોનીએ બ્રાહ્મણીને રત્ન આપ્યાં ત્યારે સાથે હતા અને સાથે નજરે જોએલાં કહો છો ત્યારે તમે ચારેએ તે રત્નના નમુનાનો ઘાટ જુદો જુદો કેમ ઘડયો ? માટે

તમારૂ આમાં કાંઇક જુઠાંણું છે. જાવરે એ ચાર જુઠાઓને પેલા ઝાડે બાંધી ખુબ માર મારો ત્યારેજ એ સાચું બોલશે. રાજાનો હુકમ થતાં ગોવાળ સેન્યે એકદમ તે ચારે સાક્ષીઓને ઝાડ સાથે બાંધી અજોડવા માંડયા. એટલે તેમણે કહ્યું ભાઇ સાહેબ અમને મારશો નહીં અમને તો સોનીએ લાંચ આપવાથી અમે જુઠી સાક્ષી પુરી છે. એ મુજબ સાચું કહેતાં તેમને છોડયાં. અને સોનીને પકડી ઉંધે મસ્તકે લટકાવી વડની મુળીનો માર મારવા માંડતાં આખરે તેણે પણ ખરી વાત કબુલ કરી અને ઘેરથી રત્ન મંગાવી રજુ કર્યાં ત્યારે તેને છોડવામાં આવ્યો. સઘળા લોક આ ગોવાળીઆઓનો ન્યાય જોઇ ઘણા ખુશી થયા. ગોવાળ રાજાએ બ્રાહ્મણને ચાર રત્ન પારખી લેવા જણાવ્યું અને સોની જુઠું બોલ્યો માટે તેનું કાળું મોઢું કરી ગામમાં ફેરવવા હુકમ કર્યો. એટલે ચાર ગોવાળે ઉઠી સોનીને પકડી તેનુ મુખ કાળુ કરી ગામમાં ફેરવવા લેઇ ગયા. બ્રાહ્મણને દેશપાર કરવા જનાર સીપાઇઓ આ જોઇ આશ્ચર્ય પામ્યા અને આ સઘળો હેવાલ રાજાને કહેવા રાજ્ય સભા તરફ ગયા.

ભોળો રાજા ભોજ કચેરી કરી બેઠો છે ત્યાં આગળ થઇ સોનીનું સંરઘસ જતુ જોઇ લોકોનો કોલાહલ સાંભળી તપાસ કરાવી તો પ્રતીહારે જણાવ્યુ કે, આપે જે બ્રાહ્મણ બ્રાહ્મણીને રત્ન માટે જુઠુ બોલવાથી દેશપારની શિક્ષા કરી હતી તે બ્રાહ્મણને સોની પાસેથી ગોપ રાજાએ ન્યાય કરી રત્ન અપાવ્યા અને સોની જુઠો પડવાથી તેનું વદન શામ કરી શહેરમાં ફેરવે છે. આ સાંભળી ભોજરાજા તાજુબ થયો અને પ્રધાનને લેઇ છડી સ્વારીએ જ્યાં ગોપરાજા હતો ત્યાં ચાલ્યો. ગોપ રાજાએ ભોજ નૃપતીને રાજ્ય રીતી પ્રમાણે આદર સત્કાર કર્યો. રાજાએ

તેને અનેક સમસ્યાઓ ઘણી ચતુરાઇ વાપરી પૂછી જેનો યોગ્ય ઉત્તર પેલાક ગોપ નૃપતીએ આપ્યો. આથી ભોજ ઘણો રાજી થયો અને તેની શિખ લેઇને ઘેર ગયો. એમ કરતાં સૂર્યાસ્ય થવાનો સમય થતાં સર્વે ગોપ ગાયોક લેઇને ઘેર જવા લાગ્યા તેમાંજ પેલો રાજા બનેલો છોકરો પણ હતો. આ છોકરાએ ન્યાય ચુકવેલો જોઇ સર્વે વિસ્મય થયા. રાજા ભોજે તેને પોતાની પાસે બોલાવી મંગાવ્યો. અને તેને ઘણો આદરસત્કાર કરી પોતાની પાસે બેસાડયો પરંતુ તે ભરવાડનો છોકરો અત્રે તો બીલકુલ મુરખ અને રાની ઢોર જેવો દિસવા લાગ્યો. આથી રાજાએ પ્રધાનને તેનું કારણ પુછતાં પ્રધાને તે ગોપની યોગ્ય રીતે તપાસ કરી તો તેમાં કાંઇ હૈવત નથી પરંતુ તે જ્યાં બેસે છે તે આસનનો કાંઇ પ્રતાપ હોવો જોઇએ એવું રાજાને કહ્યું, રાજાએ પ્રધાનના આ જવાબથી તુરત જ્યાં ગોપ લોકોનો ગઢ જ્યાં સઘળા ગોવાળીઆઓ ધેનને ચરાવતા વિશ્રામ લેતા હતા, તે ખોદી નાખવા હુકમ કર્યો. ખોદતાં ખોદતાં અંદરથી એક અમુલખ સીંહાસન નીકળ્યું. જે સીંહાસન રત્ન જડીત્ર અને સુવર્ણછત્રચામરયુકત, બત્રીસ કનક પુતળીથી શોભતું હતું. આ આસન ભોજ રાજાએ સભામાં આણ્યું અને તેને સાફસુફ કરાવ્યું. સીંહાસન ઘેરાવામાં બત્રીસ ગજ ગોળાકાર હતું. તેના ઉપર હાથ હાથની બત્રીસ સુવર્ણ પુતળી જડી લીધેલી હતી. અને બત્રીસની પાછળ બાવન રત્નમય પુતળીઓ જડી લીધેલી હતી. સીંહાસન પાંચ પગથીઆં ઉંચુ હતું અને તેના શીખરે પંચડંડ ફરફરતા હતા તથા તેના ઉપર અનુક્રમે પુતળીઓ જડી તે શોભાવવામાં આવ્યું હતું. આ પુતળીઓનું સ્વરૂપ ઘણું અવરણીય અને સાક્ષાત વીધાતાએ જાણે ફુરસદ લેઇ હાથે ઘડી હોય એવું સુંદર હતું. વળી દરેકના હાથમાં વાજીંત્રો હોવાથી કોઇ વેણા વગાડતી હોય, તો કોઇ યંત્ર ફેરવતી

હોય, તો કોઇ મૃદંગ બજાવતી હોય એમ વિધવિધ વાજીંત્ર વગાડવા તત્પર થઇ હોય એમ દિસતી હતી.

આ સુંદરુ રળીઆમણા ભવ્ય જ્યોતિમય ચળકાટવાળા દૈવ્ય સીંહાસનને સાફસુફ કરાવી રાજાએ તેના ઉપર બેસવા મુહુર્ત જોવા જોષી બોલાવ્યા. જોશીએ ટુંક મુદતમાંજ મુહુર્ત આપવાથી તે દિવસ રાજા ભોજે મોટા ઉત્સવનો માનવા સર્વને જણાવવાથી જેમ કોઇ રાજા ગાદીપતિ થાય અને રાજ્યમાં હર્ષ પ્રભા છવાઇ રહે તેવો આનંદ આખા રાજ્યમાં છવાઇ રહ્યો. રાજાને મન પણ હર્ષ માતો હતો નહીં. ભાટ, બ્રાહ્મણ, ચારણ, રાજા ભોજની વાહવા ગાઈ રહ્યા છે. ઢોલ, મૃદંગ વાજીંત્રો વાજી રહ્યાં છે. ભેરી, તુરી, નાદ થઇ રહ્યા છે. મુહુર્ત સમય થતાં રાજાએ સીંહાસન ઉપર વેદોકત રીતે અભીશેક કરાવી, પુષ્પ, ચંદન, કુમકુમથી તેનું પુજન કર્યું. અને ઘણાજ મોટા હર્ષ વચ્ચે રાજા સીંહાસન ઉપર બેસવા પગ મુકવા જાય છે કે તેમાંથી જડેલી સુવર્ણ રત્નજડીત પુતળીઓમાંની એક નંદા નામની પુતળી તેને સીંહાસનપર ચડતો અટકાવતાં બોલી:—

"ખબરદાર હે નૃપતિ આ સીંહાસન ઉપર બેસવા તને હક નથી."

સુવર્ણ પુતળીનું આ પ્રમાણે વચન સાંભળી સર્વ સભા વિસ્મય થઇ. રાજા ઘણો વિચારમાં પડયો. તેણે હાથ જોડીને તે પુતળીને પુછ્યું:—હે! દેવાંગના મને આ સીંહાસને નહીં બેસવા દેવાનું શું કારણ? આ સીંહાસન કોનું છે. અને કોણ બેસશે એ મને સંભળાવશો.

નંદા—હે રાજા ભોજ, ઇંદ્ર થકી જે ઉત્પન્ન થયેલ, મહાધીર, હરસિદ્ધીના ઉપાસક, પરદુ:ખભંજન રાજા વીક્રમ જેણે જગત-

આ પરોપકારમાં પોતાનો દેહ અર્પણ કરેલો હતો, જેનો શક ચાલે છે, તે નવખંડના નૃપતીચંદ્રનું આ સીંહાસન છે. અને જે તેના જેવો દાતા, વિર, અને ભગવદભક્ત થશે તેજ આ સીંહાસને બેસી શકશે; નહી તો બીજાને બેસવાનો હક નથી પણ તેણે આ સીંહાસનની પુજાજ કરવી.

ભોજ—હે સુંદરી તારી વાત હું ઘણા આભાર સાથે કબુલ કરૂં છું અને હાથ જોડી વિનંતી કરૂં છું કે એ મહાવીર પરદુઃખ-ભંજન મહારાજા વિક્રમ રાજાની પરોપકાર સંબંધી શી વાત છે તે મને જણાવી તે પવિત્ર કથાથી પાવન કરશો.

નંદા—હે રાજા ભોજ! વિક્રમ રાજાની કથા હું ઘણી ખુશી સાથે તને કહે છું. જો કોઇ એ પરદુઃખભંજન નૃપતિની પવિત્ર કથા સાંભળશે તે દુઃખ શોકથી મોકળો થઈ સુખીઓ થઇ જશેઃ—

## ઉજ્જયિની.

હે રાજા ભોજ! મહારાજા વિક્રમની ઉજ્જયિનીમાં રાજગાદી હતી. આ ઉજ્જયિની માળવ દેશમાં ગંગા સમાન પવિત્ર ક્ષીપ્રા નદીના તટપર તીર્થક્ષેત્ર સમાન શોભી રહી છે, જે ક્ષીપ્રા નદીના ત્રટપર ગાંધર્વ મસાણ અને તેનીજ પાસે શ્રી મહાકાલેશ્વરનું ભવ્ય જોતિર્લીંગ દેવાલય છે. તથા તે વચ્ચે હરસીદ્ધ માતાનું સ્થાનક છે. નદી કાંઠે સીદ્ધ વડ છે જેના મધે ચોરાસી સીદ્ધ વસે છે, તથા બાવન વીર તેમાં ખેલે છે.

ભૂતાવળનું રાન ગાંધર્વ મસાણ પાસેજ હોવાથી ચોસઠ જોગણી અને યક્ષ, કીન્નર, ગાંધર્વ, ભૂત, પ્રેત, વંતર, વીગેરે ચોરાશી લાખ ચેટક આ મહાન વડમાં વસતાં હતાં. વળી એક મોટો વેતાળ

રહેતો હતો. અષ્ટભૈરવ પણ ત્યાંજ હતા. બહારના આ મહા ભયંકર દેવતાઓ, ભૂત, પ્રેતના વસવસાટવાળા અલોકીક શહેરની અંદર અઢારે વર્ણું પોતપોતાના ધર્મ પાળતી વસતી હતી. આ ઉજ્જયિનીમાં જરા પણ કોઇને આધી વ્યાધી હતી નહી. મનવાંછીત વર્ષા વરસતો હતો અઢારે ભાર વનસ્પતી ત્યાં ફળે છે. જ્યાં ચોર, લુચ્ચા, લફંગાઓનો ભય નથી એવી આ અપ્રતિમ નગરીમાં પરદુખભંજન મહારાજા વિક્રમ રાજ કરે છે. આ વિક્રમ રાજાને માતા હરસીદ્ધ પ્રતાપે સર્વ દેવ દેવીઓ, ભૂત, પ્રેત, વેતાળ આદિ વશ્ય હતાં; છપન ક્રોડ વસ્તીના ધણી તે વિક્રમ રાજાના રાજ્યમાં ગૌ, બ્રાહ્મણપર પૂર્ણ સ્નેહ રાખવામાં આવતો. વિક્રમ રાજા પરદુઃખભંજન હતો અને તેણે દુનિઆના દુઃખો દુર કરવા પોતાની જાતને ઘણું સંકષ્ટ આપી તે દુઃખો દુર કર્યાં છે. તે પવિત્ર ચક્રવર્તિ—શક પ્રવર્તક પરદુઃખભંજન મહારાજાના પરાક્રમની પવિત્ર કથા એવી છે કેઃ—

## સૂવર્ણ મૃગ.

ઉજ્જયિની નગરીમાં એક આહેર રહેતો હતો તે દરીદ્રિ અવસ્થાવાળો હતો. ઘરમાં સૌરી તેને ચાર દીકરા હતા. આ આહેરનું નામ નરપતિઓ હતું. દરરોજ તે જંગલમાં જઇ નાના મોટાં જાનવર મારી લાવી પોતાના કુટુંબનું ગુજરાન કરતો હતો. એક દિવસ તે આહેરને જંગલમાં કઇ શીકાર નહી મળવાથી ઘણો શોકાગ્રસ્થ થયો, અને વિચાર કરવા લાગ્યો કે રાત્રી પડવા આવી તોય કાંઇ મળ્યું નહીં તો શું લેઇ ઘેર જઉં? ઠાલોમાલો જઇશ તો બાયડી અને ચાર છોકરાં ખાવા માટે જંપા નહી દીયે. માટે આંજ કોઇ ઝાડપર રાત્રી વ્યતિત કરી સવારે કાંઇ મળશે તે લેઇ ઘેર જઇશ. એવો નિશ્ચય કરી, તે એક

વડના ઝાડ ઉપર ચડયો. થોડી રાત્રી જતાં તેના સામે વિચીત્ર અને અ
રપદ બનાવો બનવાથી તે આહેરને પ્રથમ પોતે જાણે કંઇ સ્વપ્ન જે
હોય એમ જણાયું. વળી થોડીવાર પછી સ્વપ્ન નહી પણ આ બન
ેા પ્રત્યક્ષ થતો જોઇ તેને ઘણો ચમત્કાર જણાયો. એ દેખાવ શું હતે

જે વડ ઉપર એ આહીર બેઠો હતો તેની સામે મેદાનમાં પ્રથ
તો સાત પુરૂષ આવ્યા, અને તેઓએ ત્યાંની જમીન સાફસુફ ક
બાદ બીજા અસંખ્ય લોકો આવ્યા. તેઓ એક અલેાૌ
સીંહાસન લેઇ આવ્યા. તે સીંહાસન ઇંદ્રાસન સમાન શો
આપતું હતું. એ સીંહાસન વડ નીચે ગોઠવવામાં આવ્યું. તે સીહાસ
ઉપર એક હરણ બેઠેલો જણાયો. એ હરણના સીંગડા સોનાના હ
માથે મુક્તાફળનો હાર હતો. પગે ઘુઘરીઓ ઘમકી રહી હતી. પ...
ચાર સેવકો ઉભા હતા તેઓમાંથી એ સીહાસનારૂઢ થએલા હરણરાજને
એક ચામર કરતો હતો. તો બીજો છત્ર ધરતો હતો, કોઇ વીજણાથી વા
નાખતા હતા, કોઇ છડી લેઇ બારણે ઉભા હતા. એવી રીતનું જોત
જોતામાં આ ફળીયાર રાજાનું અલોકીક નગર વશી રહ્યું. તેઓ સર્વેનો
ઠાઠ દેવ લોકનાં જેવો હતો. મોટા મોટા મહેલ, મેડી ને બજારો હતાં.
રાજ સીહાસન આગળ પાટપર પીતામ્બર પાથરી દીધાં હતાં. બીજી
બાજુ સોનાની હીચોળાખાટ ઝુલતી હતી. અઢારે વરણ આ કીલ્લેબંધી
રળીઆમણા નગરમાં વસતી હતી. અમૂલખ ઘોડા, હાથી, વીગેરે તમામ
જાતના પશુઓ પણ હતા. સઘળાં પ્રાણી હાલતાં, ચાલતાં કામ કરતાં
ખરાં પણ તેમાંથી કોઇ બોલતુ નહીં. સઘળાને વાચા જાણે ન હોય તેવી
રીતે આખા શહેરની વસ્તીનો વહીવટ પેલા વડપર ચડેલા આહીરે
જોયો. આમને આમ ચાર પ્રહર વ્યતિત થયા—સૂર્યનો ઉદય થવાનો સમય